# लबंकावळीनुं रमुजी नाटक.

छपावी प्रसिद्ध करनार

बुकसेलर मगनलाल देवचंद

अमदावाद

माणेकचोक आगळ कागदीओळनी सामे

शा० हिराभाई पुंजासाना मकानमां

"अमदावाद टाईम्स" प्रेसमां

शा० काळीदास सांकळचंदे छाप्युं.

संवत १९४०——सने १८८४

किंमत रू०—४—० आना

# गुलबंकावळीनुं रमुजी नाटक.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર. મગનલાલ દેવચંદ

अमदावाद

માણેકચોક આગળ કાગદીઓળની સામે

શા૦ હિરાભાઈ પુંજાસાના મકાનમાં

"અમદાવાદ ટાઈમ્સ" પ્રેસમાં

શા૦ કાળીદાસ સાંકળચંદે છાપ્યું.

સંવત ૧૯૪૦——સને ૧૮૮૪

કિંમત રૂ૦—૪—૦ આના

૨૧૬૩

# પ્રસ્તાવના.

આ ગુલબંકાવળીની ચોપડી મેં મારા પોતાની મેહેનતથી બનાવી છે, ને તેની અંદર ઘણા ખરા છંદ છે તે છંદ ઘણા ખરા પીંગળ પ્રમાણે છે કેટલાક નથી. વાસ્તે મારી અલ્પ બુદ્ધિને કોઈ ખોડ દેશો નહીં, કારણ કે હું કાંઈ કવી નથી. તે સિવાય ઘણે ઠેકાણે જોઈએ તેવો રસ તથા તે સિવાય બીજી ઘણી ભુલો હશે તેની પણ પ્રીય વાંચનાર પાસે હું ક્ષમા માગુ છું.

જો કે આ મારૂ નાટક હજારો ભુલોથી ભરપુર છે તો પણ મારી રસીક જનોને એટલીજ વિનંતી છે કે આ નાટક પેહેલેથી તે છેલ્લે સુધી વાંચી જશો. આ નાટક રંગ ભુમી ઉપર ભજવે એવી મારી ઘણીજ ખુશી છે એનેજ માટે મેં જે નાટકમાં છંદ વપરાય છે તેવાજ મુકયા છે.

લી. ગ્રંથ કર્તા.

# ઇશ્વર સ્તુતિ.

પદ (સરવે મળીને)

ઓ ઈશ્વર તું એક અકળ છે તારી ગતી,
આકાશ મરતુને પાતાળમાં તારી ધજા ફરતી. ટેક.
દેવ દાનવ તુજથી હારયા તો માણસ શાલયી,
ગુણ તુજ ગાવુ કેટલા નથી મુજમાં કઇ મતી. ઓ૦
મોટા મુનીવર સરખા તને જપે એક ચીત,
સાહ્ય ગાગુ રચવામાં તારી કરી વિનંતી. ઓ૦

## વસંતતિલકા.

હે ઈશ તું જગ મહીં સઘળે બિરાજે,
તારી કૃપા થકિ પ્રભુ રચુ ગ્રંથ આજે;
તારી કૃપા વિણ પ્રભુ કશુ નાવ થાએ,
માટે નમું છું ઇશ જે કરતાજ સાહ્યે.

# નાટકપાત્ર.

જલદસંગ . ............સીરકસ્તાન નામ નગરીનો રાજા.

બુદ્ધોબળ.............................. તેનો પ્રધાન.

લાખી................. ઈલાપુર નગરીની એક ગુણકા.

તાજલમુખ...........................જલદસંગ રાજાનો પુત્ર.

અબોલા...............................એક રાક્ષસણ.

એમુદા......... .................. અબોલાની દીકરી.

ખંડાવળી...................ખંડ નગરીના રાજાની દીકરી.

ચાંદબા.............................. જલદસંગની રાણી.

બળવંત.................................તાજલમુખનો પુત્ર.

(તે શિવાય જોસી, દાસ, દાસી, દૈત્ય, સ્ત્રી, નોકર, પ્રધાન, ગાંધર્વ, ચાકર, રૂષિ પુરૂષ વિગેરે)

# गुलबंकावळी नाटक.

— ∞ —

## પ્રવેશ ૧ લો.

સ્થળ દરબાર.

જલદસંગ—પ્રધાનજી આપણને હાલ જે પુત્ર થયો છે, તે
ની જન્માત્રી કરાવીએ માટે જોસીને બોલાવ
વા મોકલો, મને એમ લાગે છે કે તે પણ
ચાર પુત્રો જેવા પ્રાક્રમી થશે.

પ્રધાન—અરે કોઈ હાજર છે કે?

દાસ—મહારાજ હું છું.

પ્રધાન—જોસીના ઘેર જઈ જલદી તેને બોલાવી લાવ.

દાસ—(જોસી સુદ્ધાં) મહારાજ આ આવ્યા.

જલદસંગ—જોસી મહારાજ હાલના પુત્રની જન્માત્રી કરો,
ને તેના ગ્રહ કેવા છે તે જુઓ?

જોસી—(ધન કુંભ મકર) ગણીને મહારાજ તેના ગ્રહમાં
એવુ આવે છે કે તમે જ્યારે તેનું મુખ જો
શો ત્યારે તરતજ આંધળા થશો માટે તેને
હમણાં ને હમણા કોઈ જંગલમાં મુકી આવો.

(ગમન કરે છે)

જલદસંગ—હે વઝીર હવે મને એક આરો સુજતો નથી

હવે તે પુત્રનું કેમ કરીશું તે કહો.

પ્રધાન—મહારાજ તમે કાંઈ ચિંતા કરશો નહી હું હમણા તેને અઘોર જંગલમાં મુકી આવુ છું ને તે પાછો આ નગરમાં આવે નહી માટે કેટલાક ચોકીદારો મુકી આવુ છું.

જલદસંગ—(ઘણો ખુસી થઈને) પ્રધાન એ કામ તું હમણા જલદી જઈ કર.

પ્રધાન—મહારાજ હવે કાંઈ વાર કરતોજ નથી જવુ છું. (જાય છે.)

જલદસંગ—હવે મારો કેટલો આણંદનો દીવસ છે મને એમ થાય છે કે કાલે મ્રગીયા રમવા કોઈ અઘોર જંગલમાં જવુ.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ જંગલ.

જલદસંગ—મને આવા ઘોર જંગલની અંદર કાંઈ સુજતુ નથી, તેમજ અહિ આ તરેહવાર જાતનાં પક્ષિઓ બોલી રહ્યાં છે-પણ-(એક મ્રગને જોઈ તેની પાછળ પડે છે ને તેને મારે છે ને તાજલમુખ સામેથા આવે છે એટલે)

જલદસંગ— ગજલ.

કોનો હશે પુત્ર આ ઘણો દિશે સુંદર,
કોઈ રાજકુમાર છે રખડે કેમ જંગલ અંદર.-ટેક

પુછું તેને જલદી જઈ કોનો રાજકુમાર,
રૂપ તેનું અગાધ છે જાણે ઈંદ્ર અવતાર. કોનો૦

જલદસંગ—(ખુબ જુવે છે એટલે આંધળો થાય છે) અરે એ દુષ્ટ પુત્ર માહરો છે તેમાં કાંઈ શક નહી કારણ કે જોસીના કહ્યા પ્રમાણે જોતાં વાંતજ આંધળો થયો. મને રસ્તો સુજતો નથી કોણી પાર જાવું. (પ્રધાન આવે છે.)

પ્રધાન—મહારાજ દંડવત (રાજાને દેખાતું નથી તેથી કાંઈ બોલતો નથી) મહારાજ મેં તમને દંડવત કરયા તો પણ બોલતા કેમ નથી.

જલદસંગ—કોણ પ્રધાન.

પ્રધાન—હા મહારાજ.

જલદસંગ—હે પ્રધાન તેં એ પુત્રને જંગલમાં છુટો શા વાસ્તે મુકયો? કારણ કે તેને જોતાં વાંતજ હું આંધળો થયો.

પ્રધાન—મહારાજ કાયામાં રોગ હોય તો ઓસડથી મટે, ભુખ લાગી હોય તો ઉદ્યમ કરવાથી મટે, ઘણાં પાપો હોય તો પુન્ય કરવાથી મટે, પણ લખ્યા લેખ કોઈ દિવશ મટતા નથી; ચાલો નગ્રમાં હું તમને લઈ જવુ છું. (જાય છે)

## પ્રવેશ ૩ જો.

### સ્થળ દરબાર.

રાજા, સભાજનો તથા હકિમો.

રાજા—હે હકિમો હું ધારૂં છું કે તમે મારૂં જેમ સારૂં ત મેજ કરશો પણ હું કહુ છું કે મારી આખ્યો ગઈ છે તે પાછી શી રીતે આવે તે બોલો?

વેદ—મહારાજ જો કે તમે લાખો ઉપાય કરો તોપણ ત મારી આંખ્યો કોઈ પણ દિવસ સારી થનાર નથી. પણ મહારાજ એક ઊપાય છે તે એ કે ગુલબંકાવળીનું ફુલ જો મળે તો ગમે તો સા ત વરસનો આંધળો હોય તો પણ તેની આં ખે ગુલબંકાવળીનું ફુલ અડે તો પણ તે ત રતજ દેખતો થાય.

રાજા—(ઘણો ખુસી થઈ) હે સભાજનો સાંભળો જો કો ઈ ગુલબંકાવળીનું ફુલ લાવશે તો તેને હું અ ખુટ ભંડાર આપીશ તથા મારો વજીર કરી પાશે રાખીશ.

ગાણસો—મહારાજ કાંઈ ફિકર કરશો નહી તે ફુલ હમ ણાં અમે લેઈ આવીએ છીએ. (જાય છે.)

રાજા—પ્રધાન તું જાણતો નથી કે આંધળો થઈને જીવવુ એ મુવાના બરાબર છે.

પ્રધાન—હા મહારાજ એ વાત ખરી છે (ગાણસો પ્રવેશ કરે છે.)

માણસો—રાજાજી અમે પહાડ પરવત ડુંગરા તથા હજારો ખાણો જંગલો રખડી થાકયા પણ એ કયાંએ આગાડી ગુલબંકાવળીનું ફુલ મળતું નથી.

(જાય છે.)

રાજા— લલિત વ્રત.

અરર આ પનાં, શું હવે થશે;
વગર આંખથી, શી વલે થશે;
શરિર છોડિ હું, તો પ્રભુ મરૂ;
વગર આંખથી, શુંજ હું કરૂ. ૧

ચાર પુત્ર—પીતાજી તમ એમ શોક કરશો નહી, અમે ગુલબંકાવળીનું ફુલ લેવા જઈએ છીએ, માટે અમને આસીસ આપી જલદી રજા આપો.

રાજા—હે મારા પુત્રો હું આંધળો છું ને તમ મને છોડી જાવ છો ત્યારે મારી શી વલે થશે હું તમારા સીવાય કયમ રહુ.

ચાર પુત્ર—પીતાજી હવે વધારે વાર લગાડો નહી અમને જલદીથી રજા આપો તે અમારા વિના કોઈ નાથી કામ થશે નહી.

સભાજનો—મહારાજ એ પુત્રો બત્રિસ લક્ષણા છે ને લાવે એમાં સંદેહ પણ નહી, કારણ કે તે ઘણાજ પરાક્રમી છે.

રાજા--ભણો બજાનો, હાથી ઘોડા તથા થોડુ દળ લેઈ એ કામ કરો જાવ.

ચાર પુત્ર—ઘણુ સારૂ પીતાજી જઈએ છીએ. (જાય છે)

## પ્રવેશ ૪ થો.

સ્થળ જંગળ.

તાજલમુખ એકલો શોક કરે છે.

લલિત વૃત.

અરર ઓ પ્રભુ, કયાં તમ, ગયા;
રૂપ નિરીખ, પીતા અંધ થયા;
રૂપ બળનું મારૂ, ધીક ધીકરે;
જઈ પડુંજ હું, કુપ કુપરે. ૧

૧ કાસદ—મહારાજ અહિયા રાજાના ચાર પુત્ર ગુલબકાવળીનું ફુલ લેવા આવ્યા છે કારણ કે તે ફુલ મળ્યાથી આંધળો દેખતો થાય.

તાજલમુખ—(ઘણો હર્ષ પામી) હું પણ અસ્વાર થાઉ છું અને મારા ભાઈ ફુલ લેવા આવ્યા છે તેમ ની વિગતવાર પુછી હું પણ લેવા જાઉ. (જાય છે)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ જંગળ.

(લશ્કર તાજલમુખ તથા ચાર ભાઈ)

૧ સીપઈ—(તાજલમુખને જોઈ) અરે ભાઈ તમે કોણ છો ને આવા બાળ વેશે પરદેશ કેમ ભમતા છો?

તાજલમુખ—અરે ભાઈ અમ મુસાફર છાએ પણ આવા અઘોર અરણ્યમાં આ લશ્કર લેઈ કોઓ રાજા શા કામ વાસ્તે જાય છે.

સીપઈ—જલદસંગ રાજા, તેના પુત્રનું મુખ જોયાથી આંધળો થયો છે માટે આ તેના ચાર પુત્રનું લશ્ક

૨ લેઈ ગુલબંકાવળીનું ફુલ લેવા જાય છે.

તાજલમુખ—ભાઈ મેં તમારો હાથ ઝાલ્યો છે, માટે મને પણ સાથે લો તો ઠીક.

સૈપદ—કાંઈ ફિકર નહી આ સૈન્ય સંભાળો ને ખલાશક રહો.

તાજલમુખ—ગુલબંકાવળીનું ફુલ કયરે લેવા જવાનું છે?

સૈપદ—હવે પોફાટ થયો છે હવે બધુ લશકર જશે.

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ ઈલાપુર નગરી.

૧ પુત્ર—આહા નગરી કેવી સુંદર દિસે છે, તેની શોભા નો કાંઈ પારજ નથી કેમ ભાઈ આ નગરી માં બે ત્રણ દિવશ મુકામ કરી પછી આપણે બીજે ઠેકાણે જઈએ?

૨ પુત્ર—હા ભાઈ એજ પ્રમાણે પણ ચાલો આજ નગરી જોવા જઈએ.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ લાખી ગુણકાનુ ઘર.

ચાર પુત્ર—અરે ભાઈ આ ઘર કોનું છે? તેની શોભા દેવળ કરતાં પણ વધારે છે ને આ બાયણે ઢોલ શા વાસ્તે મુકયો છે?

દાસી—હે મહારાજ આ લાખી ગુણકાનું ઘર છે, તેના જેવી બીજી રૂપવંતી નાર આ દુનીયાગાં ભા

એજ હસે, જેની હંસ પ્રમાણે ચાલ, કોકી
લા પ્રમાણે બોલવુ, અને એવી બીજી ઘણા
જ ગુણોથી ભરેલા છે તે મા દાડીયા એક લા
ખ રૂપીઆ આપે તે આ ઢોલ વગાડે ને પ
છી તેના મેહેલમાં જાય. માટે હે મહારાજ
તમારો પાસે પઈશા હોય તો કરો નિકર આ
ગળ ચાલ્યા જાઓ.

(દાંડીયા વગાડે છે તેવામાં લાખી ગુણકાની એક દા
સી આવે છે તે તેમને મેહેલ ઉપર તેડી જાય છે.)

૧ પુત્ર—ઓહો દાસીએ કહ્યા પ્રમાણેજ તેનું રૂપ છે, કા
રણ કે તેના ગાલ ઉપરની લાલાશ જોઈ બા
ગમાં ગુલાબના ફુલ એક બાજુના સામુ જો
ઈ રહે છે, ને તેની આંખ્યો જોઈ હરણના
બચ્ચાં આખો દિવસ દોડા દોડી કરે છે, ને
તેનું નાક જોઈ પોપટ પાંજરામાં પડે છે, ને
તેની કમર જોઈ સિંહ વિક્રાળ થાય છે આહા
(ખુલ્લુ) બાઈ સાહેબ હું તમને પુછું છું કે ત
મે આ લાખ રૂપીઆ શેના લીધા?

લાખી—મહારાજ એ લાખ રૂપીયા મેં લીધા તે બાજી
રમવાને વાસ્તે, ને બાજીમાં જો તમે હારો તો
તમારૂ દ્રવ્ય લેઈ કેદ થાઓ, ને જો હું હા
રૂ તો તમારી સ્ત્રી થઈ રહુ.

૨ પુત્ર—ઓહો! આપરે તો એ સાંજ તેને જીતાં કેટ

લી વાર છે, બાઈ શાહેબ ચાલો બાજી રમવા ની શરૂ કરો. (રમે છે તેમાં હારે છે ને એ પ્ર માણે ચારે હારો જવાથી તેના ગુલાગ થઇ રહે છે.)

## પ્રવેશ ૮ મો.

સ્થળ જંગલ.

તાજલમુખ—અરે ઈશ્વર મારા ભાઈએ મારા કુળને લાજ લગાડી છેવટે પાતરના ગુલામ થઇને રહ્યા, કાંઈ હરકત નહી એ ગુણકાને ગમે તેવી રીતે જીતી મારા ભાઈઓને કેદમાંથી ના છોડાવુ, ને જો એ લાખા ગુણકાને મારી પટરાણી કરી ના રાખુ તો મારૂ નામ તાજલમુખ નહી?

## પ્રવેશ ૯ મો.

સ્થળ અમીરનું ઘર.

દરવાન—તમે કોણ છો, ને કયમ આવ્યા છો તે જરા મને કહેશો?

તાજલમુખ—તું કોણ છે?

દરવાન—મહારાજ હું અમીર સાહેબનો ચાકર છું.

તાજલમુખ—તારા અમીર સાહેબને જઇને કેહેકે બાહરે એક મુસાફર આપની મુલાકાત કરવાને ઈચ્છેછે.

દરવાન—ઘણું સારૂ મહારાજ (જઈ આવ્યા પછી) મહારાજ એ તમને ઉપર બોલાવે છે.

તાજલમુખ—ઘણુ સારૂ આવુ છું. (જાય છે)
અમીર—મહારાજ આવો, આપ આવા બાળપણમાં પરદેશ કેમ ભોગવો છો, ને આપ કોના પુત્ર તે કહો?
તાજલમુખ—હું પુરવ દેશમાં વસુ છું, ને મારી જાત ક્ષત્રીની છે ને મારે ઉપર આકાશ ને નિચે ભોંય તે શિવાય કોઈ નથી, ને હું પરદેશમાં નોકરીમાં ભટકુ છું; ને મારૂ નામ બત્રીસ લક્ષણો છે.
અમીર—તમે અહીંઆં તમારી મરજી ચાહય ત્યાં સુધી રહો, કાંઈ ફિકર ચિંતા કરશો નહી.
તાજલમુખ—ઘણુ સારૂ, (મનમાં હવે હું ગુણકાને ઘેર જઈ તે શી રીતે લોકોને જીતે છે તેની ભાળ કહાવી તેને જીતી મારા ભાઈને કેદગાંથી છોડાવુ. (ખુલ્લુ) માટે આજે જાવુ તો ખરો. (જાય છે)

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ લાખો ગુણકાનુ ઘર.

(એક ડોસી કે જેના હાથમાં જોઈંકા છે તેને જોઈને)
તાજલમુખ—ડોસીને પગે પડી રોવા માંડે છે. એટલે
ડોસી—અરે ભાઈ તેં કાંઈ મદ્યપાન કરયું છે કે શું? તુ રવે છે કેમ? હું તને મારા પુત્ર પ્રમાણે ગણુ છું તું રોઈશ મા.

તાજલમુખ—(તેના માં આગળ પચાસ મ્હોરો મુકી) મા, મારૂ નામ બત્રીસ લક્ષણો, ને હું આપણને પુત્ર પ્રમાણેજ છું, મા આ લ્યો મોહોરો હું અમીરના ત્યાંથી મારી નોકરીની લાવ્યો છું.

ડોસી—ભાઈ આપણે ત્યાં કાંઈ ખોટ નથી, પણ તુ આ ટલો બધો શોકાતુર થયો છું તેનું કારણ શું?

તાજલમુખ—મા લાખી ગુણકા સી રીતે જીતાય તે મને બતાવો તો સારૂ નીકર હું મારો પ્રાણ ત્યાગ કરીશ.

ડોસી—બેટા સાંભળ, તું કોઈ ત્રીજા જણને કહેતો નહી તે વાત એવી છે કે તેની પાસે એક બિલાડી પાળી છે તેના માથા પર દિવો મુકે છે ને પછી બીજાનો રંગ આવે છે, એટલે ઉંદર મુકે છે એટલે બિલાડી દિવો પાડી નાખી, ઉંદરને ખાવા જાય છે ત્યારે તે બાજી આમરૂ તેમ ફેરવી દે છે, આ સિવાય તેની પાસે કાંઈ બીજી યુકતી નથી.

તાજલમુખ—હે મા ત્યારે તેને જીતવાનો ઉપાય સી રીતે તે હશે તે કહો?

ડોસી—બેટા, એક નોળીયો ખરિદ કરી તેને સીખવી તારી બાંહમાં રાખજે, ને પછી બાજીની રંગ આવે એટલે તેને મુકજે એટલે લાખીગુણકા હારશે.

તાજલમુખ—ઘણું સારૂ મા (નોળુવો ખરિદ કરી સીખવો લાખો ગુણકાના મેડાપર જાય છે.)

લાખીગુંણકા—(આંખાં થઇ) આવો, તમે કોના રાજકુમા છો, ને મારા મેડાપર કેમ આવવુ થયું?

તાજલમુખ—હું એક પરદેશી છું, ને અમીર સાહેબને ત્યાં ચાકરી છે પણ તમે બાજી રમવાગાં બહુ હુશીઆર છો એવુ જાણી હું આપણી પાસે બાજી રમવા આવ્યો છું માટે ચાલો બ જી રમવાની શરૂ કરો.

લાખી—પેહેલા આપણે એવી સરતથી રમીએ કે, જો હું હારૂ તો મારૂ સરવસ્ત ધન માલ તમને આ પુ ને જો તમે હારો તો તમારી પાસેનો બધો માલ મને આપવો.

(બાજી રમે છે તેમા તાજલમુખ ડોસીના કેહેવા પ્ર માણે ખરા રંગ વખતે નોળવો મુકે છે તેથી ગુંણકા હારેછે)

તાજલમુખ—આવો ફરીથી બીજી બાજી રમીએ.

લાખી—મહારાજ હજારો રાજાઓ, હજારો કુંવરો ને હ જારો આદમીઓ મારી સાથે બાજીમાં હારી કેદ થએલા છે પણ તમારા જેવો મેં હજી સુધી કોઇ કુંવર જોયો નથી હવે તો મારી પાસે તે કેદ કરેલા ગુલામો સિવાય બીજુ કાં ઇ ધન માલ નથી.

(બીજી બાજીમાં પાતર હારે છે. એટલે ત્રીજી બા

જી એવી સરતે રમવાની કબુલ કરે છે કે જો હું હારૂ તો તમારી દાસી થાઊ, ને તમે હારો તો, મારા ચાકર થઈ રેહેવુ, તે પણ ત્રીજી બાજી હારે છે.)

લાખી—મહારાજ આ ભંડાર તમે લ્યો ને મને તમારી સ્ત્રી કરો, હજી સુધી મેં કોઈ પુરૂષનો સંગ કરયો નથી તે એવા વિચારથી કે, જે મને બાજીમાં જીતે તે મારો ભરથાર તેથી કરીને તમેજ મારા ભરથાર છો, હવે તમે કોણ છો ને આવા બાળવેશમાં પરદેશ કેમ ભોગવો છો તે કહો?

તાજલમુખ—હે નારી મારા પીતાએ જ્યારથી મારૂ મુખ જોયું છે; ત્યારથી તે આંધળા થયા છે માટે મારે બંકાવળીનું ફુલ લેવા જવુ છે તે કયાં છે તે બતાવ?

લાખી—સ્વામીનાથ તે બંકાવળીનું ફુલ દુનીઆમાં એક જ છે, ને ત્યાં દેવ દાનવથી પણ જવાતુ નથી તો માણસ શા લેખામાં માટે ત્યાં જવાનું મુકી ધો.

તાજલમુખ—હે સ્ત્રી સાંભળ, ગમે તો હજાર વિઘન આવે તો પણ તે ફુલ લાવ્યા સીવાય કોઈ દિવસ રેહેવાનો નથી, માટે જલદીથી જવાની રજા આપ.

લાખી—માંરાથી તો કેહેવાશે નહી કે જાવ પણ જ્યા

કે તમ આવસો ત્યારેજ હું ઘરમાંથી બાહાર નીકળીશ, ને ત્યારેજ આનંદ થશે, ને હુ ત મારી વાટ વરસ સુધી જોઈશ ત્યા સુધી તમા નહી આવો તો હું મારા દેહની ઘાત કરીશ.

તાજલમુખ— ગજલ.

ફિકર નવ કરીશ તુ થોડા દિનમાં પાછો આવીશ અહી,
બંકાવળીનું ફુલ લિધા વિના હું આવીશ નહી. ટેક.
જો ફુલ ના લાવુ તો મુજ માથે આળ ચડશે સહી.
હવે મારા રસ્તે જવુ છું ફિકર નવ કરીશ કંઈ. ફિકર૦

(જાય છે)

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ જંગલ

(જોગીનું રૂપ લેઈ તાજલમુખ જંગલમાં ચાલ્યો જાય છે)

(આયા હું યહાં ઈલગ મેં પઢનેકો અએ ઉસ્તાદ. એ રાહ)

આલ્યો અઘોર જંગલમાં મને નવ સુજે કાંઈ,
બાખી નાર છોડી તને આવ્યો છું હું આહી. ટેક.
હાગ ન છો કુંજમ નથી તારે મારૂ નાગ;
જલદી જલદી જઈ હું તો કરૂ મારૂ કામ. આવ્યો૦

તાજલમુખ—ઓહો આ કેવુ અઘોર જંગલ મને પસાર કરતાં બાજે બરોબર સાત દિવશ થયા; પણ આ સામ કાંઈ પહાડ જેવુ દેખાય છે ખરૂ, (પાસે જઈને) અરે આતો મોટો રાક્ષસ છે જો આ વખતે હું એને ના નમુ તો રાક્ષસ

તરતજ મારો પ્રાણ લેઈ લેશે.

## પ્રવેશ ૧૨ મા.

સ્થળ રાક્ષસ ગુફા.

રાક્ષસ—(ક્રોધ કરી હે રાજકુમાર આ ગુફા પાસે દેવ અને દાનવપો પણ અવાતુ નથી તો તારો તું જીવ અળખામણો કરીને શા વાસ્તે આવ્યો છું. હવે હું તને જલદીથી ખાઈ જઊં છું.

રાજકુમાર—અરે મારા ઓલીયા દાતાર મને મારો જીવ પ્રીય નથી માટેજ હું અહીં આવ્યો માટે મને જલદીથી ખાઈ જાવ તો ઘણું સારૂ, કારણ કે જે એક પળ જાય છે તે મને વરસ બરોબર થાય છે.

રાક્ષસ—હે રાજકુમાર તું તારે હાથે મોત શા વાસ્તે માગે છે હું તને ખાનાર નથી, આવ ને તારૂ અહિયાં આવવુ કેમ થયું તે કહે?

તાજલમુખ—હે ઓલીયા દાતાર મારે બંકાવળીનું ફુલ જોવુ છે માટે અહીઆં આવ્યો છું.

રાક્ષસ—હે રાજ કુમાર તે ફુલ જોવુ કંઈ સેહેલ નથી કારણ કે તેના ચોકી કરવાને વાસ્તે મારા જેવા હજારો રાક્ષસો છે તે તમ એ ફુલ જોવા કેવી રીતે જશો તે મને ચિંતા થાય છે, તોપણ મેં તને વચન આપ્યું છે તે મિથ્યા થનાર

નપી (એક રાક્ષસનું સ્તવન કરે છે)

ના. રાક્ષસ—મને તેં કેમ બોલાવ્યો હતો?

રાક્ષસ—(તેને ખુબ તરેહુથી ભોજન જમાડી) આ રાજકુમારને મેં વચન આપ્યું છે તે મિથ્યા ન થાય માટે તેને બંકાવળીનું ફુલ જોવાની હોંશ છે, તે જલદી દેખાડ.

ના. રાક્ષસ—કાંઈ ફિકર નહો, અરે ચાકર, આ રાજકુમારને મારી બેહેન અબોલાના સ્વાધીન કરી તેને કેહે કે આ પુત્રનું તારા પ્રાણથી પણ વધારે જતન કરજે.

સ્થળ અબોલાની ચોકીનું ઠેકાણુ.

(તે રાક્ષસનો ચાકર અબોલા કને સોંપી પાછો તે રાક્ષસને જબાબ દેવા જતો રહે છે.)

અબોલા—મારા ભાઈએ આને મોકલ્યો છે, માટે આનુ મારે બરાબર જતન કરવુ જોઈએ. (મનમાં) હવે મારી પુત્રી મમુદા પણ મોટી થઈ છે તે આ રાજકુમાર સાથે પરણાવુ તો ઠીક કારણ કે આ રાજકુમાર બત્રીસ લક્ષણો જણાય છે. (પોતાની પુત્રી મમુદાને બોલાવી) (ખુલ્લું) અરે પુત્રી જો હું આ તારે વાસ્તે બત્રીસ લક્ષણો ભરથાર લાવી છું, તારે એની સાથે પરણવાની ખુસી છે?

મમુદા—માતાજી મારે એની સાથે પરણવાની ખુશી છે

માટે પરણાવો.

(ધણીજ ખુશીથી તાજલમુખનું લગ્ન મમુદા સાથે થાયછે.)

મમુદા—હે પ્રાણનાથ તમારૂ અહીયાં આવવુ કેમ થયું તે મને ખરેખર કહો; જો ના કહો તો મારા સમ છે.

તાજલમુખ—(બધો વૃતાંત કહ્યા પછી) હું બંકાવળીનું ફુલ જોવા આવ્યોછું. ને જો તે ગુલબંકાવળીનું ફુલ નહી જોવાય તો મારો પ્રાણ રેહેવાનો નથી.

મમુદા—પ્રાણનાથ તે ફુલ વિશે તમે કાંઈ ફિકર કરશો નહી, મારી માને કહેવાનીજ વાર છે કહ્યુ એટલે તે તરતજ દેખાડશે. માટે ચાલો આપણે તેને કહીએ.

અખોસા—અરે મારા છોકરાઓ તમને ખાવા પીવાની કાંઈ કમતી નથ તો પણ તમે આટલા બધા શોકમાં રહો છો તેનું શું કારણ?

મમુદા—મા, મારા પ્રાણનાથને બંકાવળીનું ફુલ જોવુ છે તે સિવાય તેમને કાંઈ બીજુ કામ નથી.

અખોસા—કાંઈ હરકત નહિ દિકરી તારા પ્રાણનાથને બાગ દેખાડીશ. (હજારો રાક્ષસોને બોલાવી) અરે અહીઆં તમે બધા ઊંદરના રૂપ ધરી અહીંથી તે બાગ સુધી બધી ભોંયમાં સલંગ કરો. (રાક્ષસ તે કામ કરયા પછી જાય છે) રાજકુમાર તું હવે જા અને જો, અને જો તેનો તું વધા

રે લાભ કરીશ તો તારા જીવની હાની થશે. માટે જોઈને તરતજ આવજે. (રાક્ષસોને) અરે આ રાજકુમારને બાગ દેખાડો ને જો તેને કાંઈ પણ હરકત થશે તો હું તમારો પ્રાણ લેઈશ. (જાય છે.)

## પ્રવેશ ૧૩ મો.

### બંકાવળી બાગ.

અનુંચર—રાજકુમાર જુઓ, આજ બાગ, તેની અંદર ગુલબંકાવળીનું ફુલ કેવી રીતે શોભી રહ્યું છે આ બાગની આગળ ઈંદ્રપુરી તો શુંજ હશે?

રાજકુમાર—હે ભાઈ તું અહિઆં ઉભો રહે, મને તે ફુલની ચરચા બરોબર જોવા દે.

અનુંચર—અરે રાજકુમાર તું એ શું કરે છે, જો તેની પાશે જઈશ ને કોઈ રાક્ષસણી દેખશે તો તને ખાઈ જશે, મને તો અબોલાએ સોંપ્યા માટે હું તને જવા દેનાર નથી.

રાજકુમાર—અરે અનુચર જો મને નહી જવાદે તો મારો પ્રાણ રેહેવાનો નથી, માટે હું જઉં છુંજ. (જાય છે.)

રાજકુમાર—આહા! આજ સરોવરમાં હજાર પાંખડીનું બંકાવળીનું ફુલ કેવુ શોભી રહ્યુ છે, ને બીજાં હજારો ઝાડો તેને માન આપવાને કેવા ઠઠા

ર ઉભા રહી સુંદર દેખાવ આપે છે, સરોવરમાં તરી એ ફુલ લેઈ હું આ સામે મેહેલ દેખાય છે તે જોઈ પાછો જઉં.

સ્થળ મેહેલ.

તાજલમુખ—આહા! આ મેહેલની અંદર કેવી સુંદર સ્ત્રી સુઈ રહી છે, આહા! તેનું રૂપ! તેની વેણીની લપટ જોઈ નાગણ પોતાનું કાળાપણું શો ભાવતી નથી, ને તેના ગાલ ઉપરની લાલાશ જોઈ આજ બાગમાં ગુલાબનાં ફુલ શરમાઈ નિચે જોઈ રહયા છે, ને તેના આખા શરિરનો રંગ જોઈ ચંદ્ર ઘણું કરીને દાહાડે પ્રકાશ આપતો નથી, આજ સ્ત્રી મારી સાથે પરણે, તો મારા નશીબનો પારજ નહી. પણ હું આ મેહેલમાં આવ્યો તે એ શું જાણશે માટે આ મારી ચિત્રની વીંટી તેણીની આંગળીએ પરોવુ, ને તેણીની વીંટી હું લેઉ (અદલા બદલી કરે છે) ચાલો હવે હું અનુચર પાસે જાઉં કારણ કે તે મારી વાટ જોતા હશે.

(જાય છે.)

અનુચર—(આણંદથી) તમે આવ્યા તો ખુશીથી, પણ ચાલો આપણે હવે અબોલા પાસે જઈએ કારણ કે આપણને આવે ઘણા દિવશ થઈ ગયા માટે તે આપણી વાટ જોતી હશે. (જાય છે)

સ્થલ અબોલાનો મુકામ.

અબોલા—કેમ બાઈ હવે તમે બાગ જોયો હવે નરને ના ર સુખ ભોગવો.

(રાક્ષસોને) અરે હવે તે ગુફા પુરી નાંખો કારણ કે કોઈ દેખશે તો આપણું નામ જશે. (રાક્ષસો હુકમ થતાં વાંતજ ગુફા પુરી નાંખે છે)

તાજલમુખ—હે પ્યારી, હવે મને અહિંઆં આવે ઘણા દિવશ થયા માટે અને મારા દેશ જવાની મર જી છે માટે તારી માતાને કહી રજા માગી લે!

બકુલા--સ્વામિનાથ કાંઈ દુખ લાવશો નહી ચાલો માંરી માના પાશે. (જાય છે.)

અબોલા—હે મારી વહાલી દિકરી તને જોઈ આજે હું ઘણીજ તુષ્ટમાન થઈ છું માટે તારે જે મર જી પડે તે માગ.

બકુલા--હે માતશ્રી મને વચન આપો પછી હું માગુ (વ ચન લે છે) હું એટલુંજ માગુ છે કે માર સ્વામી પોતાના દેશ જવા ઈચ્છે છે.

અબોલા--(ઉદાસ થઈ) જો હું વચનથી બંધાઈ છું મા ટેજ તને રજા આપુ છું. ઘણી ખુશી સાથે તમે જાવ. પણ તમને આ આપુ છું તે મારા શરિર ના વાળ છે જ્યારે તમારા બેમાંથી દરેક જણ ને દુખ પડે ત્યારે આ વાળ દેવતા ઉપર મુ કજો એટલે તરતજ હું આવી હાજર થઈશ.

(રાક્ષસોને) અરે આ બેને તમ તેડી ગગનમાં ઉડી તે જ્યાં આગળ કહે ત્યાં તેમને મુકી પાછો અહિં આવો!

અનુચર--ઘણું સારૂ ભાઈ સાહેબ (તેમને તેમની મરજી પ્રમાણે લાખી ગુણકાના મહેલ આગળ ઉતારી પાછા આવે છે.)

## પ્રવેશ ૧૪ મો.

### સ્થળ લાખી ગુણકાનુ ઘર.

લાખી--(તાજલમુખને આવતો જોઈ) ઓહો! આજેજ મારૂં નસીબ ઉઘડયું નિકર અત્યાર સુધી ફુગી ગયું હતુ, કેમ પ્રાણપતી કામતો થયું!

તાજલમુખ--હે પ્યારા કામ થયું ને આ મમુદા ત્યાંથી પરણી લાવ્યા! પણ આપણા સીરકસ્તાન નગર જવાને વાસ્તે નિકળીએ કારણ કે જેમ બને તેમ મારા પિતા જલદી દેખતા થાય તો સારૂ! માટે બધો ખજાનો વાહણમાં ભરો.

ચાર પુત્ર--અરે ભાઈ તેં તો માટુ મોટો જગત કરયો છે પણ અમને આ દુઃખમાંથી છોડવ પછી તમે જાગો.

તાજલમુખ--તમ ચારે જણા ગુલામ છો, ને તમારા કુહલે ડામ દેવાશે, તો તમને છોડીએ નિકર છોડવાના નથી. (તેમ કરાવે છે ને આખરે

છુટે છે) કેમ પ્યારી હવે તમે એ વાહણમાં બેસો ને હું જોગીનું રૂપ લેઈ તમારી પાછળ જ આવુ છુ.

## પ્રવેશ ૧૫ મો.

### સ્થળ જંગલ

ચારે પુત્ર--અરે બાવાજી આવો બેસો કયાં જશો?

તા. બાવાજી--ભાઈ મારે સવારમાં ઉઠી બીજે જંગલ જવું છે, પણ તમે તમારી કાન્તી ઉપરથી રાજકુમાર હોય એવુ લાગે છે, ને આવા અઘોર જંગલમાં કેમ ફરો છો!

ચારે પુત્ર--અમે બંકાવળીનું ફુલ લેવા ગયા હતા પણ તે મળ્યું નહીં, માટે પાછા ઘેર જઈએ છીએ.

તા. બાવાજી--(ફુલ બતાવો) જો આ ફુલ હોય તમારી જો ખાતરી ન થતી હોય તો પેલો આંધળો જાય છે તેને આંખની માંહ આંજો એટલે તરતજ તે દેખતો થશે.

(આંધળાની આંખમાં આંજે છે ને તરજ તે દેખે છે)

ચારે પુત્ર-- (જમસ્તાનમે કુચ એસા ખીલતા એ રાહ.)

અરે બાવાજી સુણ અમારૂ વચન,
ખુશીથી આપી દે અમારૂં તું ફુલ;
નીકર મારી નાંખશું તને આ વાર;
માટે ફુલ ખુશીથી દેંકો દે નિરધાર.

તાજલમુખ—(અલીફસે તું યાદ કર અલ્લાહ કો આદમ.
એ રાહ.)

ફુલ આપુ તમને જલદી તારે મારગે જા;
ફુલ લેઈને લગાર અહીં આ ઉભા રેહતા ના. ૫૦
(ફુલ લેઈ જાય છે)

તાજલમુખ—-લાવ્યો ફુલ મેહનત કરી વાડી એથી અતી,
જશ એતો લેઈ ગયો કેવી ઈશ ગતી. ટેક.

## પ્રવેશ ૧૬ મો.

### સ્થળ જલદસંગ રાજાનો દરબાર.

રાજા—ઓહો! પુત્ર તમારા વિના આ કામ બીજુ કોણ કરે (આંખમાં આંસુ સારા થાય છે.)

ચારે પુત્ર—-પીતાજી એતો હમ હતા તો મળ્યું નિકર જો બિજો કોઈ ગયું હોય તો નિશ્ચે મરણ પામે, તેમાં કાંઈ શક નહી.

રાજા—પ્રધાન, આજથી શેહેરમાં એવો હુકમ કરો કે કોઈ કાંઈ ધંધો કરે નહી ને રોજ ગમત કરયા કરે, ને કેટલાક ભંડાર છોડી ભીક્ષુકોને, સાધુને, ને બિજા હજારો ગરીબ આદમીને ધન આપો, માટે આ કામ જલદી જઈ કરો.

પ્રધાન—ઘણુ સારૂ મહારાજ.

---

## પ્રવેશ ૧૭ મો.

### સ્થળ બકાવળી મેહલ.

ગુલબકાવળી જાગે છે ને પોતાની આંગળીમાં
વીંટી જોઈને ફુલ ન દેખી.

### લલિત વ્રત.

અરર માહરો કાય ઉઘાડી;
નજર ફેરવી રે હરી હરી;
રક્ષ કરોને જે સોંપિ હું સુતી;
અરર પાપડી તો ફુને લુટી, ૧
પરાણુ સાથ હું લેનાર ફુલરે;
અરર માહરૂ થયુંજ ધુળરે;
જલદી જાઈજ હું શોધ તો કરૂ;
નહિ મળેજ એ હાથથી ગરૂ. ૨

### ગરબી.

(આસો માસો સરદ પુનેમની રાત જો. એ રાહ.)
ઓ પ્રભુ આ શું થયુ કોને ચોરયું ફુલ જો,
દુસ્ટે દગો દિધો લજાવ્યું મારૂ કુળજો. ૧
નગન મારી કાયા એને જોઈજો.
(વીંટી તરફ જોઈ) ધીક ધીક મુજ અવતાર આંહીજો. ૨
દિશે કોઈ આ સુંદર રાજકુમારજો,
ધણો સુંદર બત્રિસ લક્ષણો અપારજો. ૩
દોઠી મુજ કુખ ફેરવ્યો હશે હાથજો,
એ સિવાય બીજો મારે ભાઈને બાપજો. ૪

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ શીરકસ્તાન નગર.

(એક કુમારનો વેશ લેઈ ફરે છે.)

બકાવળી--મેં હજારો નગર જોયાં પણ કયાંએ આ નગર જેવો આણંદ દિઠો નથી, પણ આ નગરમાં કાંઈ પણ હોવુ જોઈએ, માટે શો આણંદ છે પુછું (લોકોને) ભાઈ આ નગરમાં, ઢોલ મ્રદંગ, તાર, સતાર વગેરે તરેહવાર જાતનાં વાજીંત્ર વાગી રહયાં છે, ને લોકો શેહેરમાં આટલો બધો આણંદ કરે છે તેનું કારણ શું?

લોક--અમારા રાજાજીનાં નેત્ર ગયાં હતાં ત્યારે તેમને હકીમોની સભા કરી તેમાં દેશ દેશના હકીમો આવ્યા, ત્યારે તેમાંથી એક હકીમ બોલ્યો માહારાજ જો કે તમે કોટી ઉપાય કરો તો પણ તમારી આંખ સાજી થવાની નથી પણ એક ઉપાય રહયો છે તે એ કે બકાવળીનું ફુલ લાવી આંખમાં અંજન કરો તો સારી થાય ત્યારે તેમના ચાર પ્રાક્રમી પુત્રો લાવ્યા ને રાજાજીની આંખ સારી થઈ, માટે આ પુરમાં લોકોને આટલો બધો આણંદ છે.

પણ

બંકાવળી--મારૂં કામ તો થયું હવે એ ચાર પુત્રમાંથી એક હોવો જોઈએ, અહિંયાંજ પુરૂષનો પોશાક પેહેરી રાજદરબારમાં નોકરીને બાને જવું.

(જાય છે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ જલદસંગ રાજાનો દરબાર.

જલદસંગ--હે ભાઈ તમે કોણ છો? ને તમારો માત પીતા કોણ?

બંકાવળી--(પુરૂષના વેશે) હું મગરબ શેહરમાં રહુ છુ, ને હું શોદાગરનો દિકરો છું ને મારૂ નામ રતન, અહીઆ નોકરીને માટે આવ્યો છું.

જલદસંગ--ભાઈ તમારે કાંઈ કામ કરવુ નહી પણ મારી પાશે બેશી રહેવુ ને તમારે મન ગમતો પગાર લેવો.

બંકાવળી--ઘણું સારૂ મહારાજ (મનમાં) હવે મને મારા ફુલના ચોરની ભાળ લાગશે ખરી.

ચારે પુત્ર--(પીતાને પગે પડી જરા બેસી ચાલ્યા જાય છે. ત્યારે બંકાવળી પુછેછે.)

બંકાવળી--ભાઈ આ ચારે છોકરા કોના?

બા--એ બંકાવળીનું ફુલ લાવી રાજાજીને દેખતા કરયા તેજ પુત્ર.

ાવળી--ઠીક, (મનમાં) આમના માં ઉપરથી દેખાય

છે કે આ ફુલ લાવી શકે નહી, કદાપી એ
એ કોઈ પાસેથી ખુંચવી લઈ લાવ્યા હશે.
પણ તે ફુલ લેનાર આદમી તો બીજોજ છે.
તેની શોધ અહીં રહેજ લાગશે.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ સીરકસ્તાન નગરીની ભાગોળ.

તાજલમુખ--હું કેટલી મેહનતે ફુલ લાવ્યો તે દુસ્ટો મા
રી પાસેથી ખુંચવી લેઈ જશ લીધો, હવે મા
રે નહીએ જવું જોઈએ કારણ કે તે બે સ્ત્રી
ઓ હવે આવી હશે ને જો મને નહી દેખેતા
તેઓ પોતાનો પ્રાણ તજશે, ને પુરમાં તો જ
વુજ જોઈએ નહી, કારણ કે રાજા મારૂં નામ
જાણશે તો મને મારી નાંખશે, પણ હવે એક
મારો સુજતો નથી પણ પેલા વાળને દેવતા
ઉપર મુકુ (મુકે છે કે તરતજ અબોલા આ
વે છે.)

અબોલા--હે કુંવર તું અહીં આ મારો પ્રાણ કરતી વહા
લી પુત્રી જે સમુદ્ર તેને તજી આવ્યો છું તે
નુ શું કારણ ને તને શું દુઃખ પડ્યું છે તે બો
લ જલદી, હું તારૂ સઘળુ દુઃખ જલદીથી
છેદન કરીશ.

તાજલમુખ--હે મા તે વાહાણમાં બેશી આવે છે, પણ

આ ઠેકાણે મારે બંકાવળી જેવો બાગ તથા તેનાજ ચિત્ર ઝાડ તથા ફુવારા કરવા છે, તે મને જલદીથી આ ઠેકાણે કરી આપો.

અખોલા--હે કુંવર મેં તે બાગ જોયો નથી. એટલે હું શી રીતે કરી આપુ?

તાજલમુખ--મા હું તમને લખી દેખાડુ છુ, તે પ્રમાણે કરો. (ચિત્ર કરે છે ને દેખાડે છે)

અખોલા--હે કુંવર હવે હું તે પ્રમાણે રચાવુ છું તું કાંઈ ફિકર કરીસ નહી (રાક્ષસોને) અરે આ ઠેકાણે આ કાગળમાં જેવો બાગ છે તેવો કરો, ને ઈંદ્રપુરીથી પણ વધારે શોભે એવો જોઈએ.

(તે બગ વિશાકરમા એક રાતમાં કરી ચાહ્યો જાય છે.)

અખોલા--હે કુંવર હવે આ બાગમાં સુખેથી ભોગ ભોગવો, હું જો કે રાક્ષસણી તોપણ તું લોકના મા ણસને જ્યાંથી દેખીએ ત્યાંથી ખાઈ જઈએ તે આજ તારે સ્વાધીન છું. ખુશીથી ભોગવો હું જવુ છું. (જાય છે.)

તાજલમુખ--હવે બાપીનું વાહાણ આવશે માટે નદી કીનારે જઈ ઉભો રહુ (વહાણ દેખી) અરે એ આવે (વહાણ આવે છે, ખ નારો ઉતરે છે ને પોતાના મહેલે તેડી લાવે છે)

## પ્રવેશ ૮ થો.

### સ્થળ જંગલ.

તાજલમુલ્કનો ચાકર તથા કેટલાક કાસ્ટ વેચનાર.

તા. ચાકર--અરે ભાઈ તમે આ લાકડાં કયાં વેચવા લેઈ જાઓ છો?

લાકડાં વેચનાર--ભાઈ અમે સીરકસ્તાન નગરીના રહેવાસી છીએ આ લાકડાં ત્યાંજ વેચવા લઈ જઈએ છીએ.

તા. ચાકર--ભાઈ અમે આ નગરી વસાવી છે, તેમાં વેચવા આવો ને તમને મન ગમતા પઈસા મળશે.

લાકડાં વેચનાર--ચાલો આવીએ છીએ.

તા. ચાકર--લ્યો આ (ચાર મોહોર આપે છે) તમારી બાયડી છે.કરાં સુધાં હવે અહીં આવીનેજ રહો.

લાકડાં વેચનાર-- ઠીક ગરીબપરવર (પોતાના બાયડી છોકરાં લેઈ વસે છે ને જેમ જેમ લોકને જાણ પડતી જાય છે તેમ તેમ આવે છે)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ સીરકસ્તાન નગરી.

કોટવાલ--હે વઝીર સાહેબ કોણ જાણે શુંએ છે તે, આ પાણી નગરી બધી ખાલી થઈ ગઈને બધા લોક પાંચ છ ગાઉ છેટે જઈ વસ્યા.

વજીર—એ વાત કેમ મનાય કારણ કે આ ગામથી પાંચ છ ગાઉ છેટે તો મોટું જંગલ છે ને તે જંગલ માં કોણ વશે!

કોટવાલ—હું સોગન ખાઈ કહું છું કે આ વાત ખરીછે.

વજીર—ત્યારે તમેજ પહેલાં જઈ શોધ કરી આવો, ને જો વાત ખરી ઠરે તો પછી આપણે રાજાજીને જ ણાવીએ.

કોટવાલ—ઘણું સારૂં હું જઉ છું ત્યારે. (જાય છે.)

પ્રવેશ ૬ ઠો.

સ્થળ તાજલમુખનુ નગર.

કોટવાળ—(આઘેથી) ઓહો! આ નગરીની આટલી બ ધી શોભા શી? મહેલ આરસપાણના પથ્થર થી બંધાઈ રહ્યા છે, ને બાગમાં અતરનાને ગુલાબજળના ફુંવારા છુટી રહ્યા છે, (પાસે) અહીંયાં અગાડી તો, ચુવા, અતર, અરગજા, કસ્તુરી તથા કેશરનો સુગંધ ચાલી રહયો છે, વાહ! શું રમણિય! વારૂ રાજા કોણ છે, તેને તો મળી આવું! (જાય છે દરબારમાં)

તાજલમુખ—આવો (ઓળખીને) કોટવાળ, કેમ આવવું થયું તે કહો!

કોટવાળ—મહારાજ હું આપને વિનંતી કરીને કહું છું કે

હું સીરકસ્તાન નગરીના રાજા જલદસંગનો કોટ
વાલ છું, આપ કોણ છો, ને અહિંયાં આવી
ને વસ્યા હેથી અમારી બધી નગરી ઉજડ
થઈ ગઈ, ને જો તમારે યુધ કરવાની ગરજી
હોય તો અમારો રાજા તઈયાર છે. મારે કાં
ઈ એમાં લેવુ દેવુ નથી. હું તો માત્ર ચોકી
નો ચાકર.

તાજલમુખ--હે કોટવાળ તમારા રાજાને જઈ કહો કે હું
કાંઈ અહીયાં કોઈને નડતો નથી તેમજ ત
મારી પુરી ઉજ્જડ થઈ તે પણ હું બોલાવવા
ગયો નહોતો તમે તમારૂ રાજ્ય સુખેથી ભો
ગવો (કોટવાળ જાય છે ને પ્રધાનને બધી
વાત કહે છે.)

## પ્રવેશ ૭ મો

સ્થળ જલદસંગનો દરબાર.

બુદ્ધિબળ--મહારાજ, આપણી નગરીની સામે કે જ્યાં દાટ
ઝાડી હતી તે ઝાડી કાઢી નાંખી કોઈ આદ
મીએ નગર વસાવી ઈંદ્રપુરી જેવુ કામ કરી
નાખ્યુંછે. મેં કોટવાળને જોવા મોકલ્યો હતો.
ત્યારે ત્યાંના રાજાએ કહ્યુ કે તમે તમારૂં રા
જ્ય ભોગવો હું કાંઈ તમને દુઃખ દેતો નથી.

રાજા--પ્રધાન આ વાત ખરી હશે એમાં કાંઈ શક નથી પણ જો હું તેને મળવા જાવુ ને મને ઠેક કરે તો પુરમાં મારી હાંસી થાય, માટે તુ ચતુર છે માટે જઈ આવ કે એ તે માનવી છે કે દેવ છે, મને લાગે છે કે તે કોઈ દેવ શિવાય બીજા કોઈનું કામ હોય નહી. તે જો ચતુર હોય તો તેની સાથે મિત્રાઈ કરતા આવજો.

(જાય છે.)

## प्रवेश ८ मो

### સ્થળ તાજલમુખની નગરી.

તાજલમુખ--(ઓળખીને) આવો પ્રધાનજી આવો, બેસો, આપણુ આવવુ કેમ થયું તે કહો?

પ્રધાન—મહારાજ આપ કોઈ દેવતાઈ પુરૂષ દેખાવ છો, કારણ કે માણસના આટલાં ગજાં નહી કે તે આટલું બધું કરી શકે! મારૂ આવવુ એમજ થયું છે કે અમારા રાજાજી આપની મુલાકાત કરવાને ઈચ્છેછે,

તાજલમુખ--તમારા રાજાને કહો કે તમે તમારૂ રાજ્ય સુખ ભોગવો, ને મારી મુલાકાતને વાસ્તે તમારી ખુશી પડે ત્યારે તમે આવો, તેમાં કાંઈ અંદેશો લાવશો નહી.

પ્રધાન--આજથી આઠમ દિવસ અમારા રાજાજી આપની મુલાકાતને વાસ્તે આવશે. (હવે હું જાવુ છું) જાય છે.

## પ્રવેશ ૯ મો

### સ્વરૂપ વિનતા દરબાર.

તાજલમુલ્ક--હે પ્યારી હવે હું તદન ખુશી થયો છું હવે મારા મનને શાંતિ થઈ કારણકે આજથી આઠમ દિવસ મારા પિતા અહીયાં મળવા આવશે.

એમુદા--પ્રાણનાથ ત્યારે આ વાળને હું ધુપ પર મુકુ છું એટલે મા આવીને આપણા કહેવા પ્રમાણે કરશે. (અખોલા આવે છે.)

અખોલા--હે પુત્રો તમ ગારો વાળ બાળી મને કેમ બોલાવી તે કહો હું તમને જે જોઈએ તે જ લઈયો આપીશ.

તાજલમુલ્ક--હે મા આજથી આઠમ મારા પીતા મને મળવા આવવાના છે, માટે અહીથી અકેક કોશને છેટે ડીનખાબના તંબુ ઠોકાવો, તથા તરેહવાર જાતનાં પકવાનોથી અમારા કોઠાર ભરો ને અહીથી તે ચાર ગાઉ સુધી નરદમ કીનખાબ પાથરી દો કે જેની ઉપર મારા પીતા ચાલી આવે.

અણાલા—(રાક્ષસોને) અરે જાવ અહીંથી તે ચાર ગાઉ સુધી તરુ જગા પણ ખાલી ન રાખી કીન ખાબ પાથરી દ્યો ને. પેહેલાં કરતાં પણ વધારે શોભા કરો.

રાક્ષસો—(કરી રહ્યા પછી) બાઈ સાહેબ તે સરવ કામ અગો કર્યું.

અણોલા—હે પુત્રો તમારી મરજી પ્રમાણે થયું છે હવે હું જાઊં છું, જો કામ પડે તો મારૂં સ્મરણ કરજો એટલે પાછી હું આવી તરતજ હાજર થાઈશ. (જાય છે.)

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ જલંદસંગ રાજાનો દરબાર.

(અરે લાલંદેવ ઈરતરફ જાતી આ. એ રાહ)

બુદ્ધિબળ— અરે માહારાજ કહુ જોડી હાથ,
જોઈ આવ્યો હું વાત બરે બાત;
ઘણી શોભા તેની કરૂં શું વરણન,
જાણે ઇંદ્રપુરી આવી છે ભુવન.
કબુલ કરી આવ્યો મળવા મુલાકાત,
સુણો રાયજી હું કહું જોડી હાથ;

બકાવળી—(મનમાં) મારા ફુલનો ચોર તો એજ હશે એમાં કાંઈ શક નહી, વારૂ હું પણ રાજાજી જોડે જઊ.

રાજા—હે પ્રધાન બધા લશ્કરની ગોઠવણ કરો, ને આપ ણે ચાલો.

કોટવાલ—મહારાજ લશ્કરની તો ગોઠવણ ક્યારનીએ થ ઈ ચુકી છે, આપ નીકળો એટલો વાર છે.

રાજા—શું મારા નિકળવાનીજ વાર હોય તો ચાલો (રા જા, તેનો પ્રધાન, પુત્ર, બકાવળી તથા સેન્ય સાથે તાજલમુખની મુલાકાત વાસ્તે નિકળે છે.)

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ તાજલમુખ નગર.

(તાજલમુખને ખબર થવાથી પોતાના પીતાને લેવાને સામા આવે છે)

તાજલમુખ—હે પૃથ્વીપતી તમેજ આજે મારૂં નગર પધા રી પાવન કરયું.

રાજા—હે ભાઈ તમે તો કોઈ દેવનાઈ સ્વરૂપ છો!

બકાવળી—(તાજલમુખને જોઈ મનમાં) મારા બાગનું ફુ લ ચોરનાર આ નર સિવાય કોઈ બીજો પૃ થ્વીમાં પણ હોય નહી, (ખુલ્લુ) અરે આતો બધી રચના હુબેહુબ મારા બાગ જેવીજ દે ખાય છે, શું આ બાગને કોઈ ઉચકી તો લા વ્યું નથી. (પાંચ પરીને સંભારેછે તે આવેછે.)

બકાવળી—હે પરીઓ તમે હુગણી જલદી ઉડી આપણા ત્યાં બાગ છે કે નથી તેની જલદી જઈ ત

પાસ કરો, (પરીઓ બાગ જોઈ પાછીયો આવે છે)

પરિયો—ભાઈ સાહેબ આપણો બાગ પણ ત્યાં છે ને તે બાગમાં જરા પણ ઓછુ નથી. (જાય છે)

ચંદ્રાવળી—(મનમાં) વારૂ મારો બાગ તો છે પણ આ મારા બાગ જેવોજ શી રીતે થયો આ કોઈ દેવતાઈ પુરૂષ દેખાય છે પણ હશે હવે શું થાય છે તે જોઈએ.

તાજલમુખ—હે રાજાજી તમને સંતાન કેટલા છે, ને રાજય શી રીતે કરો છો તે માંડીને કહો.

રાજા—હું રાજ્ય બરોબર કરૂં છું, ને મારે એક રાણી છે તેને ચાર પુત્ર છે તે પુત્રના ગુણનો પારજ નથી, આપણે જે કહીએ તે તરતજ માથે ચડાવી કરે છે.

તાજલમુખ—હે રાજાજી તમે તો ચાર પુત્રની વાત કરો છો, ને મેં તો પાંચ પુત્ર સાભળ્યા છે.

રાજા—હે ભાઈ એ પાંચમા પુત્રની તો વાત કહેવાની નથી જ્યારે તેનો જન્મ થયો ત્યારે જોસીએ કહ્યુ કે આ પુત્રનું મુખ જોશો નહી નીકર આંધળા થશો, માટે દેશવટો દઈ તે પુત્રને કાઢી મુકયો છે.

તાજલમુખ—તે પુત્રનું નામ રૂપ ને ગુણ કેવા હતા?

રાજા—તે પુત્રના ગુણને રૂપ તો હું જાણતો નથી પણ પ્ર

ધાન જાણનો હશે.

રાજા—પ્રધાનજી પાંચમા પુત્રના રૂપ ગુણ કેવા હતા તે કહો!

પ્રધાન—મહારાજ તમારા પ્રતાપથી હું સાચુ કહુ છુ કે આ રાજકુમારજ તમારા પુત્ર છે તેમાં કાંઈ શક નહીં.

(રાજા ઓળખે છે ને તાજલમુખ પગે પડે છે.)

ચાંદબા—બેટા તેં ઘણો વનવાસ ભોગવ્યો હવે તને ફક્ત ની સ્ત્રી પરણાવીએ.

તાજલમુખ—મા હું તમારા પ્રતાપથી બે સ્ત્રીઓ પરણી લાવ્યો છું તેમને બોલાવી આવુ. (જાય છે)

સ્થળ સ્ત્રીઓનો મેહેલ.

તાજલમુખ—પ્રાણ પ્રીયાઓ મારી માતશ્રી તમને મળવા ઇચ્છે છે માટે ચાલો પણ હું તમને એમ શીખવુ છું કે, તમે ઘુંઘટો તાણી બેસજો ને મારાં માત પીતા કહે કે તમે તો છોકરા જેવા છો માટે આવો બેસો ત્યારે તમે કહેજો કે પાંચે ગુલામ બેઠા છે તેમને અમે કેમ મોં દેખાડીએ. (બંને સ્ત્રીઓ સુધાં જાય છે.)

ચાંદબા—આમ આવો બેસો તમે તો મારા છોકરા જેવી છો ને લાજ શું ધરો છો.

લાખી—પણ તમારા ચાર પુત્રને હું મોં નહી દેખાડું કારણ કે તે, મારે ત્યાં બાજીમાં હારી ગુલામ થ

ઈ રહ્યા હતા પણ પછીથી બહુ કાલાવાલા કર્યા ત્યારે તેમને કુદરે કામ દેઈ છોડી મુક્યા તે જુઓ, ગઢ એ ગુલામોને હું મુખ દેખાડનાર નથી. (આરે પુત્ર શરમાઈ જતા રહે છે ને વિનતાઓ પણ પોતાને ઠેકાણે જાયછે.)

(રાજાને બધી ખબર પડે છે કે ફુલ તો આ લાવ્યો હતો પણ આ મારે પુત્રે જુંટવી લીધું હતુ.)

રાજા—હે પુત્ર તને ધન છે, કે તેં મારૂ નામ તાર્યું, હવે આલ પુર વિશે હું તને બધુ રાજપાટ સોંપી દેઊં છું.

તાજલમુખ—હે પીતાજી તમારા છતાં મારાથી રાજા કેમ થવાય, પણ રોજ તમને સીરકસ્તાન નગરીમાં મળવા આવીશ.

રાજા—ઠીક બેટા.

બંકાવળી—ધન છે આ પુત્રને, કે એનેજ મારૂ વ્રત ભાંગ કરાવ્યું હવે તેનોજ હાથ ઝાલુ (પરિને) આ કાગળને વીંટો લેઈ રાજકુમારને આપ ને પાછો આનો ઉત્તર લેઈ આ વજે. (પરી જાય છે.)

તાજલમુખ કાગળ વાંચે છે.

રાગ ગોડી.

મેં તો થાપ્યા કરી નાથ, સ્વામી મારા તમે;
તમ વિના બીજે બાપ, સ્વામી મારા તમે.
તમ વિયોગ રહુ ઉદાસી, સ્વામી મારા તમે;

પંકાવળી આપની દાસી, સ્વામી મારા તમ.
આનો મોકલજો ઉતર, સ્વામી મારા તમ;
અંદર લખજો ઘણી પેર, સ્વામી મારા તમ.
દાસી તણી હુશે જો ભુલ, સ્વામી મારા તમ;
મેં તો જોયું આજથી તમ કુલ, સ્વામી મારા તમ.
(કાગળ લખે છે.)
ફિકર નવ કરીશ તું કાંઈ, તું છુ મારી રાણી;
આવ્યો તો તુજ મહેલ માંહ્ય, તું છુ મારી રાણી.
દીઠી મેં તને નિંદ્રાવસ, તું છુ મારી રાણી;
તારી વીંટી કરી અદ્રશ, તું છુ મારી રાણી.
પછી ઘોડો આવ્યો તુજ મહેલ, તું છુ મારી રાણી;
હવે ઉપર લખી પેર, તુ છુ મારી રાણી.
મળીશું એકઠા આપણ, તુ છુ મારી રાણી;
ખુસી હુશે જો ઇશ્વર મન, તું છુ મારી રાણી.
તાજલમુખ—આ કાગળ લઈ જા ને તેને જલદાથી આપ.
(કાગળ આપે છે.)
પંકાવળી—ધન છે આ પુરૂષને બત્રીસ લક્ષણો જણાય છે, તેને મારી પાસે બોલાવી મારો આશક કરી સુખ ભોગવું. (પરિને) હે પરિ તું જલદી જ ઈ અબોલાને બોલાવી આવ કારણ કે તેના વગર આ કામ થવાનું નથી, (પરિ જઈને અબોલાને બોલાવે છે)
અબોલા—મને કેમ બોલાવી તે જલદી કહો.

બંકાવળી—તમે જે પુરૂષને જમાત્ર કરી ધાંપ્યા છે, તે
જ પુરૂષ વગર મારૂ મન બળી જાય છે, ને
તેજ પુરૂષ મારી સાથે પરણશે નહી તો મારા
દેહની આપઘાત કરીશ.

અબોલા—તમે કાંઈ ફિકર કરશો નહી હું હમણા જઈ તે
પુરૂષને બોલાવી લાવુ છું, પછી ખુસીથી ભો
ગ ભોગવો. (જાય છે.)

બંકાવળીની મા—હે પુત્રી તેં તો ખરે ખરી મારા કુળને
લાજ લગાડી કારણ કે તારૂ તે મૃત્યુ લોકમાં
શું કામ હતુ, કે તુ બાગ સુનો મુકી આવી.

બંકાવળી—મારા જીવને ગોઠતુ નહોતુ માટે સાહેલીઓ
સાથે રમવા આવી છું, તે સિવાય મારે કાંઈ
બિજુ કામ નથી.

અબોલા—હે રાજકુમાર તારા નસીબનો પારજ નથી કાર
ણ કે બંકાવળી તારા ઉપર મોહીત થઈ ર
હી છે, ને બંકાવળીએ તને મને બોલાવવા
મોકલ્યો છે માટે ચાલ મારી સાથે જલદી.
(અબોલા તાજલમુખને સોંપી પોતે જતી ર
હે છે)

તાજલમુખ—(તેને સામેથી આવતી જોઈ) આહા! શું
તેનું રૂપ છે મારા ધારવા પ્રમાણે આના જે
વી સ્ત્રી ઈંદ્રના ત્યાં પણ નહી હોય તેનું મુ
ખ કમળના ફુલ જેવુ પ્રફુલીત થઈ રહ્યુ છે.

(એમ બોલતા બોલતામાં મુરછીત થાય છે બંકાવળી આપે છે ને તેને સાવધ કરે છે.)

(મોહલે પધારો રાજ૦ ગાણું:અર મોહલે પધારો. એ રાહ.
ગભરાશો નહી અતિ ગન, સ્વામી તમ મારા જાગો.
તમ વખતે આવી આ ભુવન, સ્વામી તમ મારા જાગો.

સાખી.

સ્વામી તમ જાગો વળી, કહુ છું સાચી વાત;
તો તો શાંત થાય મન, માટે કહુ છું જોડી હાથ. સ્વા૦
શોધ્યો નથી મેં પતી, તમ વિના નિરવાણ;
આજે તમ મને મળ્યા, મારા ગન ગમતા નાથ. સ્વા૦

(જાગે છે ને જુવે છે પછી ગાંધર્વ વિવાહ કરી સુખ ભોગવે છે. ને મધરાતની વખતે બંકાવળીની મા જાગે છે. બીજા પુરૂષને દેખી તેને ઉછાડી નાંખે છે. ને બંકાવળીને ખુબ તમાચા મારી ઘેર લેઈ જાય છે, બંકાવળી ઉદાસ થય છે.)

## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ બંકાવળો મહુલ.

તોટક.

પ્રભુ આ શું કરયું દુઃખ દીધુ મુને,
પ્રિય પ્રાણપિ છુટી મુકિ મુજને;
અહિ કેમ કરી મુજ દિન જશે,
મુજ ઘેર પ્રભુના ફજુર થશે.

(ઓધવજી સંદેશો કહેજો શામને. એ રાહ)

પ્રભુ આ શું થયું કોનો હેત્યાય કામ આ,
દુષ્ટ માવડી તેં કીધુ બુરૂ કામજો;
પતીથી છુટી મુકી મને રખડાવી તેં,
કેમ તારા મનમાં ન ઉતરયા રામજો. પ્રભુ૦
પ્રીય સ્વામી તો મુજને મુકીને ગયા,
કયાંથી કહાડુ એમની ભાળજો;
કેવી રેહતીતી તો પતી સંગ સદા,
કેવુ હતુ પતિ સાથ મારે વ્હાલજો. પ્રભુ૦

## પ્રવેશ ૧૩ મો.

સ્થળ દરિયો.

ગજલ.

મારૂ આ શું થયું, પ્રીયાને છોડી આવ્યો અહીં,
પ્રાણથી પ્રિય પતિન તારી શી દશા હશે તહી. ટેક.
દરિયામાંથી ઉગરયો હું, દુઃખ તો મારૂ ગયું;
તુજ માવડી એ દુઃખ આપી વિજોગ કરાવ્યો સહી. મા૦

લાવણી.

જાવુ કેણી પાર મને ન સુજે કાંઈ,
પ્રાણથી પ્રીયા છોડીને આવ્યો આંહી.

લલિત.

અરર આ પ્રભુ જો કૃપા કરી,
પ્રાણકું પ્રીતથિ ધ્યાન તો ધરી;

નજર ફેરવિ તુંજ જો વળી,
પ્રાણમુ પ્રીતથિ ધ્યાન તો ધરી.

(આગળ રસ્તો કાપતો કાપતો ચાલ્યો જાય છે)

(રાત પડે છે એટલે એક ઝાડ ઉપર ચડી બેસે છે તેવામાં તે ઝાડને નિચે બે સ્ત્રી પુરૂષ વાતો કરે છે ને તે સાંભળે છે.)

સ્ત્રી—હે પ્રાણનાથ, આ વનનું શું મહાતમ હશે.

માણસ—હે પ્યારી સાંભળ, અહિંયાંથી થોડેક દુર છેટે એક ઝાડ છે તે ઝાડમાં એવો ગુણ છે કે, તેના પાંદડાં ઘા પડ્યા હોય ને બાંધ્યા હોય તો રૂઝાઈ જાય, ને તેનું ફળ કમરે બાંધે તો તે જન ગગનમાં ચડે, ને તેની ડાંડી વજરને મારે તો પણ કકડા થઈ જાંય, ને તેની છાલની ટોપી કરી માથે મુકે તો તે જન આકાશ મત્યુને પાતાળમાં ફરે, પણ ત્યાં અગાડી એક મોટો નાગ છે એટલે કોઈથી જવાતુ નથી.

સ્ત્રી—હે સ્વામી ત્યારે ત્યાં આગળ જવુ હોય તો કયમ કરે!

માણસ—હે સ્ત્રી ત્યાં આગળ જઈ એક રૂષિ છે તેનું તપ કરે ને પછી તે પ્રસન થાય એટલે તેનુ કામ તરતજ થાય.

(આવી વાત સાંભળી તાજલમુખ ઝાડપી હેઠે ઉતરી ત્યાં જાય છે.)

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ વન.

તાજલમુખ—ઓહો! અરે જીવ હવે ડરે છે શું કરવા, આ એ જનમારો વનમાંજ રખડી રખડી કાઢયો, ત્યારે આ ઠેકાણે જતાં શું કરવા ડરે છે. ઓહો! તે માણસના કહેવા પ્રમાણે અહીંયાં રૂષિ છે વારૂ તેમની સ્તુતિ કરી તેમની પાસેથી વરદા ન માગી લેઉં. સ્તુતિ કરે છે.

આરતી.

જય જય રૂષિ દેવા, જય રૂષિ દેવા, (બે વા.ર)
આવ્યો હું વરદાન લેવા. જય જય.
બ્રાહ્મણ જાત તમેરો, પ્રાક્રમી છો એવા. (બે વાર)
સીસ કરૂ હું અરપન, નીજ આશીશ લેવા. જય જય.

(પગે પડે છે.)

રૂષિ—**कल्याणमस्तु**. હે રાજકુમાર જા તારૂ કામ થયું.

તાજલમુખ—(નાગને જોઈ) આહા! તે માણસના કહેવા પ્રમાણેજ આ ઘણો વિક્રાળ નાગ છે, પણ મા રે તેની સાથે શું કામ છે, હું આ ઝાડનાં પાં દડાં તોડી ટેપી પેહેરી ચાલુ, અરે પણ આ બણી કોઇ દેખસે માટે લાવ તેને પણ જાળ

ઓરી અંદર રાખુ (જાંગ ચીરે છે ને પાંદડા ઘસે છે એટલે ઘા રૂઝાય છે) હવે હું અદૃશ થયો મારૂ કોઈનો ભય નથી ચાલો આગળ જઊં. (જાય છે)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ સરોવર.

તાજલમુખ—આહા! આ સરોવર કેવુ સુંદર છે તેની પાળ ચારે બાજુએ આરસપાહણની બાંધેલી છે, લાવ આમાં હું ન્હાઈ આગળ જઊં (પડે છે ને નર બદલાઇ નારી થાય છે) અરે આ શા ભોગ ઓ ઈશ્વર તું તારા પેદા કરેલા પ્રાણી ઉપર શા વાસ્તે આટલો બધો ધુસે થયો છું (સાદ સાંભળી એક માણસ આવે છે)

માણસ—(મનમાં) આ નારીનું રૂપ કેવુ છે, (ખુલ્લુ) હે સ્ત્રી આવા ઘોર જંગલમાં તું કેમ આવી છું, ને તુ રોઈ તેનું કારણ શું.

તા. સ્ત્રી—ભાઈ મેં બુમ પાડી હતી તેતો અમસ્તીજ.

(ફરીથી તે પાણીમાં ન્હાય છે એટલે મનુષ્ય થાય છે)

તાજલમુખ—ઈશ્વર તારી લીલા કેવી, તારી લીલાનો કોઈ પાર પામ્યો નથી, પાર પામવાનો પણ નથી, તેં મને સ્ત્ર કરા, પછો હતો તેવો પુરૂષ કરયો.

(આગળ જાય છે ત્યારે તેને એક સ્ત્રી મળે છે.)

તાજલમુખ—આહા! આ સ્ત્રીના રૂપની આગળ તો કાજળ ચડશે નહી, તેના વાળ, સીસોળીયાથી વધારે હરજાજે નથી, શું ખરાબ તેનું રૂપ છે!

સ્ત્રી—ચાલો, હું તમને ઘણા દિવશથી ખોળતી હતી, પણ આજે હાથ લાગ્યા છો, માટે ચાલો.

તાજલમુખ—હે વિધાતા હજી મારા કરમમાં શું શું દુઃખ લખ્યું છે, આ વળી તેગ પાછું વળગ્યું હવે અહીંથી કેમ કરીને છુટીશ. હે સ્ત્રી તું કોણ છું, ને શા વાસ્તે મારી પાછળ વળગી છું?

સ્ત્રી—હું તમારી અબળા છું, ને તમે મારા સ્વામી છો, હવે જલદીથી ચાલો મારા ઘેર, નહી આવો તો અહીથી છુટવુ પણ મુશકેલ છે.

તાજલમુખ—હે સ્ત્રી તારૂ ઘર કયાં છે ચાલ હું આવુ છું.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ સ્ત્રીનું ઘર.

રાગ ગોડી

સ્ત્રી--સ્વામી તમે મારા માટે કહુ છું હું જોડીને હાથ.
રૂતુ દાન મને આપો, ન લગાડો હવે વાર. સ્વા૦
નહીં આપો આપો તો મારી નાખીશ તમને આવે ઠાર,
માટે મને જલદી આપો ન લગાડો હવે વાર. સ્વા૦

તાજલમુખ—સાંભળ મારી સુંદરી, હું કહુ છુ તને જોડી હાથ;
આજે દીન સારો નથી, માટે ન પાપ એવુ કામ. સાં૦

સ્ત્રી—ત્યારે સ્વામી કામ કરો, જલદી તમ જંગલ જાવ;
કાષ્ટ કેટલાક કાપીને, જલદી જલદી અહીંયાં લાવ.૫૦

# પ્રવેશ ૪ થો.

## સ્થળ અરણ્ય.

(કુવારો લેઈ ચાલ્યો ચાલ્યો જાય છે ને એક
સરોવર પાસે ઉભો રહે છે.)

તાજલમુખ—એક વખત સરોવરમાં નાહવાથી સ્ત્રી, હવે બીજી વખત નાહીશ તો કોણ જાણે શાનું રૂપ થશે, પણ હે જીવ તું શા વાસ્તે આટલો બધો ડરે છે, થનાર હોય તે થાય પણ ન્હાયા વગર તો રહેવુ નહી. (તળાવમાં પડી ન્હાઈ પાછો ઉપર આવે છે) ને આગળ રસ્તો કાપે છે.

તાજલમુખ—આ પાહાડ ઉપર કોઈ સ્ત્રી રૂદન કરતી હોય એવુ મને લાગે છે, પણ મારા ક્ષત્રી જાતનો ધરમ છે, કે સ્ત્રી, ગાય, અને બ્રાહ્મણ એ ત્રણેના દુઃખ કાપવા જોઈએ, માટે લાવ ઉપર જવુ, શું છે. (ઉપર જાય છે તો એક સ્ત્રી બેઠી છે ને તેના પગમાં બેડી છે)

તાજલમુખ—હે સ્ત્રી તું કોની દિકરી, તારો ભરથાર કોણ ને અહીંયાં શા વાસ્તે રૂદન કરે છે, તારે જે દુઃખ હોય તે જલદી કહે.

સ્ત્રી—ભાઈ તું તારે રસ્તો ચાલ્યો જા, નીકર અમસ્તા આ હિઆ પ્રાણ ખોઈશ, તે સિવાય બીજુ તો કશુ થવાનું નથી.

તાજલમુખ—હે સ્ત્રી મારા પ્રાણ જવાથી પણ હું ડરતો નથી, પણ તારે અહિંયાં શું દુઃખ છે તે કહે, જો કે હું માનવિ છું તો પણ તારૂ દુઃખ જલદીથી દુર કરીશ.

સ્ત્રી—હે રાજકુમાર સાંભળ, ફીરસ્તા નામ એક નગરી છે ત્યાં મજકુર નામ એક ગાંધરવ છે તેની હું ભતરીજ છુ ને તે મજકુરની દિકરીનું નામ બંકાવળી તેણે એક દિવશે મ્રત્યુ લોકના માનવી સાથે દોસ્તી બાંધી તેની સાથે ભોગ ભોગવવા માંડ્યું પણ આ વાત તેની માએ જોઈ, ત્યારે તે પુરૂષને દરિયા કીનારા પર ફેંકી દિધો, ને તેણીને ખુબ મારી પગમાં બેડી નાખી. જ્યારે આ વાત મેં જાણી ત્યારે હું મારી બેહનને મળવા જતી હતી ત્યારે એક રાક્ષસ આવી મને અધર ઉચકી અહીં લાવ્યો, ને મને સ્ત્રી થવા ઘણી સમજાવી, પણ મં મારૂ સત્ય મુકયું નહી એટલે, તેણે મારા પગમાં બેડિ નાખી.

તાજલમુખ—તને તારા બેડીના બંધનમાંથી છોડાવુ છું (ઝટકા મારે છે ને બેડી તોડે છે) એજ

બંકાવળીનો આશક હુંજ છું. મને દરિયામાં નાંખી દીધો હતો તે ભમતો અંહિ આવ્યો. હે રાજકુમારી હવે મને તેની પાસ લેઈ જા.

સ્ત્રી—ચાલ રાજકુમાર (એક વિકરાળ રાક્ષસ આવે છે)

રાક્ષસ—હે માનવ તને તારો જીવ વહાલો નથી કે તુ અહિયાં આવ્યો છું, હવે હું તારો પ્રાણ લઉછું.

તાજલમુલ્ક—અરે દુષ્ટ મારો પ્રાણ લેવા આવો આવ (જોરથી મારે છે ને તે પડે છે)

રાક્ષસ—હે રાજકુમાર મારો બચાવ કર બચાવ કર (મરણ પામે છે)

સ્ત્રી—હે રાજકુમાર હું તારા ઉપકારનો બદલો કયારે વાળીશ, જો કે હું તારી સાત જનમારા સુધી દાશી થઈ રહું તોપણ આ તારા ઉપકારનો બદલો છુટવાનો નથી (પણ ચાલો મારાં માત પાસે) (જાય છે)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ ઘર.

મા—હે પુત્રી તુ કયાં ગઈતી, તારા વગર અમે તદન ગાંડાં બની ગયાં હતાં, ને આ માનવી કોણછે?

સ્ત્રી—પીતાજી આ માનવીએ મને ભગની સમાન ગણી, મને દુઃખમાંથી છોડાવી, નીકર હું નિશ્ચે મરણ પામત.

મા. પી.—ઠીક પુત્રી તેમને પણ અહિંયા રહેવા દે.

(માત પીતા ગયા પછી)

તાજલમુખ—હે સ્ત્રી બકાવળી ક્યાં છે! તુ મને બકાવળીના બાને અહિયાં લાવી છું.

વિનોદ—તમે સુખેથી અહિયાં રહો, મારી મા ફુરતાણાં કહેતી હતી કે તે બકાવળી ને તેની મા કાલે આવવાના છે.

સ્થળ બાહારનો ચોક.

વિનોદ—(બકાવળી ને તેની મા સુદ્ધાં આવતી જોઈ) બહેન બકાવળી તુ આટલી બધી ઉદાશ કેમ થઈ છું, શું તારે મ્રત્યુલોકના માનવ સાથે જવુ છે?

બકાવળી—બહેન તને મોંમાથી આવા શબ્દ કાહાડનાં કાંઈ શરમ આવતી નથી.

વિનોદ—બહેન તારે આમ—

બકાવળી—(તાજલમુખને દેખી બાઝી પડે છે) પ્રાણનાથ તમે મારે વાસ્તે કેટલું બધુ સહન કરયું

તાજલમુખ—મારા પ્રાણથી પ્યારી બકાવળી તારે વિયોગે ઉદાસી રહુ તેમાં કાંઈ નવાઈ છે!

વિનોદ—હે બકાવળી, તં હવે આ મ્રત્યુ લોકના મનુશ્ય સાથે શા વાસ્તે પ્રીત બાંધી છે, હું તને કહેતી હતી તે વખતે તો તુ મારા પર ગુસ્સે થઈ.

બકાવળી—હે વિનોદ આના સિવાય મેં બીજાને ભાઈ બા

પ સમાન ગણ્યા છે, પણ તે વખતે મારાથી શરમને લોધે બોલાયું નહી, માટે હું તારા પર ગુસ્સે થઈ, તેની હું તારી પાસે ક્ષમા માગુ છું.

વિનોદ—બેહન એમાં કાંઈ ફિકર નહી, પણ બેહન તેં તારી માની બે દિવસ રહેવાની રજા માગી છે, તે હવે કાલે બે દિવસ પુરા થશે.

બકાવળી—(ઉદાસી થઈ પ્રાણનાથ તમે અહીંયા રહો કાંઈ ફિકર કરશો નહી, ને મારે તમારા સીવાય બીજા પુરૂષ બાપ જેવા છે. હવે મારી મુદત પુરા થાય છે માટે જઊં છું. હું ગમે તેમ કરી મારાં માત પીતાને સમજાવી પંદર દિવસની અંદર તમારી સાથે લગન કરવું તેમાં કાંઈ શક નથી, હવે હું જઊં છું. (જાય છે)

(બંકાવળી જાય છે કે તાજલમુખ ઉદાસ થાય છે ને કહે છે કે કયારે પંદર દિવસ પુરા થશે.)

તાજલમુખ—હે વિનોદ પરી હું તને કહુ છું કે, તે બંકાવળીનો ને મારો હવે જો મળાપ થશે નહી તો મારો પ્રાણ રહેવો કઠણ છે.

વિનોદપરી—હે ભાઈ તુ એટલો બધો શોક ન કર, તે બંકાવળી હવે તને પાંચ સાત દિવસની અંદર મળશે, તેં મારા ઉપર જે ગુણ કરયો છે તેનો ઉપકાર હું કોઈ દિવસ ભુલવાની નથી

સે હું તને વચન આપુ છું કે તે બંકાવળી તને દસ દિવસની અંદર મળવી આપવી. (વ-ચન આપે છે.)

તાજલમુખ—હે વિનોદપરી તેં મને વચન આપ્યું છે મા ટેજ ઠીક છે.

વિનોદપરી—હે ભાઈ હવે તું અહીંયા સુખે રહે, મારી માને આ વાત જણાવુ છું.

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ વિનોદપરિનો મેહુલ.

વિનોદપરિ—મા, મ્રત્યુ લોકના એક રાજકુમારે જે વખતે હું મારી બેહન બંકાવળીની ખબર પુછવા જતા હતી, ત્યારે એક દુસ્ટ રાક્ષસે મારૂ હરણ કરી જઈ મારા પગે બેડી નાખી તે પેલા રાજકુમારે બેડી તોડી રાક્ષસને મારી મને દુઃખમાંથી છોડાવી, તારે મા, તું એનું એક કામ દસ દિવશની અંદર નહી કરે તો તે રાજકુમાર પ્રાણ તજશે.

વિનોદની મા—હે મારી વ્હાલી દિકરી જેને તને આવા અઘોર સંકટમાંથી છોડાવી તેનું કામ હું નહી કરૂં, એવી તને ખાતરી છે? બોલ તેનું કામ હું નકી કરીશ.

વિનોદ—હે મા તે બંકાવળીનો આશક છે, ને તેની સાથે

બંકાવળીનું લગ્ન થાય તેવુ કરવુ.

વિ. મા—હે મારી વહાલી, જો કે આ કામ કરવુ ભારે છે, તોપણ હું કરીશ, પણ તે રાજકુમારની છબી તુ લાવી છું?

વિનોદ—(આપે છે) હા મા આ લે છબી.

વિ. મા—વાહ! શું સુંદર આ રાજકુમારનું રૂપ છે! તેના રૂપની કોઈ માગ્રાજ નથી, રૂપાળી પુત્રી હવે હું જઉ છું (જાય છે)

## પ્રવેશ ૭ મો.

સ્થળ બંકાવળીનો મેહલ.

બં. મા—(વિનોદની માને આવતી જોઈ) આવો બેસો.

વિ. મા—તમે કેમ આટલાં બધાં ઉદાસી છો.

બં. મા—બેહેન, બંકાવળી રીસાઈને બેઠી, તે એક મૃત્યુ લોકના રાજકુમારપર આશક થઈ છે ને તેની સાથેજ પરણવા ઇચ્છેછે, ને ગાંધર્વ સાથે પરણવાની ના કહે છે.

વિ. મા—બેહેન, જે પુરૂષમાં રૂપ, જ્ઞાન, ને બળ હોય તેને પરણાવો, ને બીજાને પરણાવશો તો તે આપઘાત કરી મરશે તેમાં તમારે માથે આળ બેસાડ્ને પુત્રી હાથમાંથી જશે.

બં. મા—તારે તું બોલ તારી મરજી પ્રમાણે કરીએ.

વિ. મા—(છબી બતાવી) જો આ રાજકુમાર, તે તને '

સંદ પડ્યો કેવુ સુંદર તેનું રૂપ છે!

બં. મા—પણ તે રાજકુમાર કયાંનો રહેવાસી છે, ને તે અહીંયા આવે તો ઠંક.

વિ. મા—સીરકસ્તાન નગરોના જલદસંગ રાજાનો પુત્ર છે, ને તું કહીશ ત્યારે એને બોલાવવા મોકલીએ.

બં. મા—જા તારે જલદી મોકલ, આજ રાજકુમાર સાથે લગ્ન કરવુ તેમાં કાંઈ શક નહી.

વિ. મા—ઠીક ત્યારે તે રાજકુમારને બોલાવવા મોકલુ છું. (જાય છે.)

## પ્રવેશ ૮ મો.

### સ્થળ વિનોદ મેહેલ.

(તાજલમુખ એકલો ઉદાસ થઈ ગાય છે.)

બેત.

હે ઈશ હે ઈશ, શું દુઃખ દિધું મુજને;
પ્રોયાએ લાવા અહીં, ફસાવ્યો મુજને;
તોપણ જો પ્રીયા તું, ના પરણે તો થશે ઘાત.
હજે થોડા દિવસ, પરણવાની જોઉં છું વાટ.

(વિનોદપરી આવી તેને સમજાવે છે)

વિનોદ—હે રાજકુમાર હવે તું આટલો બધો શોક શું કરવા કરે છે. બંકાવળીના માને પણ મારો માતગારૂ લગ્ન બંકાવળી સાથે થવા સારૂ સમજાવાં આવી હવે તમે કાંઈજ ફિકર કરશો ન

હી હવે આપણે બ ત્રણ દિવસ કેડે ત્યાં જ
વાનું છે.

તાજલમુખ—હવે જો આજ પ્રમાણે હોય તો મારા જીવને
અતિશય આણંદ ઉપજ્યો છે.

વિનોદ--તેજ પ્રમાણે છે. (જાય છે.)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ બંકાવળી મેહલ.

બં. મા—દાસી આ છબી જઈ બંકાવળીને બતાવી આવ,
જો તેને પસંદ પડે તો પછી ઘણુજ સારૂ છે!

દાસી—બાઈ સાહેબ ઘણુજ સારૂ- (છબી લેઈ જ્યાં આ
ગળ બંકાવળી બેઠી છે ત્યાં જાય છે).

બંકાવળી— ગરબો.

પ્રંતો પીયુ તમને થાપ્યા કરીને નાથજો;
જો નહી પરણાવે પીતા મુજ તો કરીશ ઘાતજો. પ્ર૦

દાસી—બાઈસાહેબ (છબી આપીછે) આ પુરૂષ સાથે ત
મારૂ લગન કરવાનું પસંદ પડ્યું?

બંકાવળી--(છબીને -હૃદયમાં દાબી) દાસી હા. આનીજ
સાથે પસંદ પડ્યું જા જલદી જઈને કહે.

દાસી--બાઈસાહેબ ઘણુ સારૂ (દાસી જાય છે)

બંકાવળી--(એકલી) આ કામ તો નકી મારી પ્રીય બ
હેન વિનોદપરિનું હશે. વાહ! મારી બેહેન તેં
મારા ઉપર આટલો બધો ઉપકાર કર્યો તેનો

બદલો હું કયારે વાળીશ. પણ ઉપકાર કરે તેમાં નવાઈ નથી કારણકે તે મારી બેહનજછે.

દાસી--બાઈસાહેબ બાઈસાહેબ: તમારા મન ગમતા નાથ, તથા તમારી બેહન બનન લેઈ આવ્યાછે માટે હવે તમે શાણગાર પહેરો વાર કરો નહી

બ'કાવળી--પ્રીય દાસી તુ શું આ ખરી વાત કહે છે?

દાસી—હા બાઈસાહેબ લ્યો આ પોશાક પહેરો ચાલો રંગ મંડપમાં.

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ રંગમંડપ.

(બધી સભા ભરી બેઠાં છે તેવામાં બ'કાવળી સોળે શાણગાર પહેરી આવે છે)

"કેટલાક બઈરાં ગીત ગાય છે"

### ગરબો.

(જેવુ જેપુરે કોલાપુર શેહર. એ રાહ)

આઓ ગાઓરે, હાંહાંરે ગીત ગાઓ,
સાહેલી સૌ ગીત, મન મોજ કરવાને;
શુભ લગનનો આ વખત. મન૦

ગોર—પાદ્શા મહારાજ મુહુરતનો સમય થયો અને ગોરસ લગન વહી જાયછે માટે બ'કાવળીને બોલાવો.

દાસી--બ'કાવળી આ આવ્યા. મુઝફરશાહ બ'કાવળીનો ને તાજલમુલ્કનો હસ્ત મળાપ કરે છે.

(અરે લાલદેવ એ તુજ કયા હુવા. એ રાહ)

મુઝફ્‌ફરશાહ—

અરે જોડી કરી આપુ છું હું રાજ
નીતીથી કરો પૃથ્વી ઉપર આજ;
સદા કરે ઈશ્વર તમારૂ કલ્યાણ,
ગરીબોની સાહ્ય તમ કરો જાણ.

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ બંકાવળી મેહલ.

તાજલમુખ—પ્યારી ખરેખર મારૂ લગન તારી સાથે દસ દીવશની અંદર થયું નીકર હું મારો પ્રાણ છોડત.

બંકાવળી—(કંઠે હાથ ઘાલી) સ્વામીનાથ એવુ શું બોલોછો.

તાજલમુખ—પ્રીય બંકાવળી હવે મારૂ મન અંહીયા રહેવાને ઈચ્છતુ નથી કારણ કે મારા પીતાને આ વાત જણાવુ, માટે તુ તારાં માત પીતા પાસેથી રજા માગ.

બંકાવળી—ઠીક સ્વામીનાથ મારૂ મન પણ સાસુ સસરાને મળવા ઈચ્છે છે. (જાય છે)

તાજલમુખ—(એકલો) જો હવે હું થોડા દિવશની અંદર મારી નગરીમાં ના જઉ તો મારે માથે બ્રહ્મહત્યા થાય કારણ કે મારા વગર લાખો તથા પ્રમુશ મરણ પામે, માટે હવે જવુજ.



# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ ખંકાવળી મેહુલ.

ખંકાવળી—મા, હુવે મારા સ્વામી નીજ ગામ જવા ઈચ્છે છે માટે તેમને તુ જલદી રજા આપે તો ઠીક.

ખંકાવળી. મા—ઠીક કાલે તમ જજો. આજે તો તમને હું જવા નહી દઉ.

ખંકાવળી—ઠીક માતશ્રી.

(ખંકાવળીને સાસરે પોંચાડતી વખતે બધાં બઈરાં ભેગા થઈ ગીત ગાય છે)

ખઈરાં— રાગ ગોડી.

વેહલી વેહલી લખજે કાગળ, પ્રીય પુત્રી ખંકાવળી;
ખોહ્યું ચાહ્યું તુ કરજે માફ, પ્રીય પુત્રી ખંકાવળી.
રેહજે સ્વામીની મરજી માંહય, પ્રીય પુત્રી ખંકાવળી;
મારુ સસરાનું કહ્યું માનજે ત્યાંહ, પ્રીય પુત્રી ખંકાવળી.
તને તેડાવીશ થોડું દીન, પ્રીય પુત્રી ખંકાવળી;
ન ફીકર કરીશ તું મન, પ્રીય પુત્રી ખંકાવળી.
હુવે બેસો તમ રથ માંહય, પ્રીય પુત્રી ખંકાવળી;
ચિંતા કરીશ ના મન કાંય, પ્રીય પુત્રી ખંકાવળી.

(કેટલાક રાક્ષસો બેઈ ખંકાવળી તથા તાજલમુખ પોતાની નગરીમાં આવે છે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ તાજલમુખ નગરીનો મેહલ.

લાખી તથા ગમુદા—પ્રાણનાથ તમ આવ્યા નિકર ગમે
ખ જાણીએએ અમારા પ્રાણ તજી દેવાનો મ
નસુબો કરયો હતો પણ પરમેશ્વરે કરયું ને ત
મ આવ્યા તો ઠીક થયું.

તાજલમુખ—પ્રીયા, આ ખંડાવળી પણ ત્યાંથી પરણી લાવ્યા.

લાખી—ઠીક સ્વામીનાથ.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ તાજલમુખ દરબાર.

તાજલમુખ—(એકલો મન સાથે) હવે આ વૃતાંત જાણવા
ને મારા પીતાને અહીયાં બોલાવુ તો ઠીક
થાય. તેટલામાં.

દાસ—મોહારાજ આપણને પુત્ર થયો.

તાજલમુખ—(ઘણો ખુશી થઈ) લે આ સીરપાવ. અરે ચા
કર જોસીને બોલાવી આવો આપણે તેની જ
ન્માત્રી કરાવીએ.

ચાકર—(જોસી સુધાં) મહારાજ આ જોસી આવ્યા.

તાજલમુખ—જોસી આ પુત્રની જન્માત્રી કરો ને તેના
જોશ જુવો કેવા છે.

જોસી—મહારાજ તે પુત્રનું નામ બળવંત પડ્યું ને તેના ગ્ર
હ ઈત્યાદી ઘણા સારા છે ને એ પુત્ર રાજ્ય

પદ પામશે તેમાં કાંઈ શક નહી.

તાજલમુખ--( જોસીને સીરપાવ આપી ) જોસી મહારાજ આ લ્યો.

જોસી--મહારાજ વળી કાંઈ કામ પડે તો બોલાવજો.

(જાય છે.)

(એમ કરતાં કરતાં તે પુત્ર દશ વરષનો થયો)

બળવંત--પીતાજી મારે મારા દાદાને મળવા જવુ છું, મા ટે હું તમારી પાસે રજા માગુ છું.

તાજલમુખ--જાવ બેટા કાંઈ ફિકર કરશો નહી.

## પ્રવેશ ૪ થો.

સ્થળ જલદસંગ રાજાનો દરબાર.

જલદસંગ--આવ બેટા, હવે મારાં ઉમર પણ ઘણાજ વ ધની થઈ છે ને હવે હું ઘરડો થવા આવ્યો છુ માટે તનેજ રાજ સોંપુ એવુ મનમાં આ વે છે, કેમ પ્રધાનજી તમારી શી મરજી છે.

પ્રધાનજી--મારી પણ એજ મરજી છે કે તમે હવે આ પુત્રને રાજ સોંપો તો ઠીક.

ચાર પુત્ર--પીતાજી એને રાજ્ય સોંપશો તારે શું હમને ન હી સોંપો.

જલદસંગ--તમ ગુલામાછો, ને ગુલામાને રાજ્ય સોંપવુ તે લાયક નથા તેથીજ કરીને હું તમને રાજ્ય સોંપતો નથી. હવે તમ જાઓ તમારૂ કાળુ મોં મને દેખાડશો નહી.

(ચારે પુત્ર શરમાઈ ચાલ્યા જાય છે) તેને રાજ્ય સોંપે છે. ને તે રાજ્ય સારી પેઠે ચલાવે છે પછી કેટલેક દિવશે ભોગ જોગે જલદસંગ મરણ પામે છે.

(ચાંદપ્રભા શોક કરે છે)

લલિત.

અરર માહરૂં શું હવે થશે,
પતિ વિના વળી દીન કેમ જશે;
અરર ઓ પ્રભુ જાવુ કુપાંયરે,
સુખ સદા ગયું હાય હાયરે.

બળવંત--મા તમ એમ શોક ક્યાં સુધી કરશો, હમ ત પુત્ર છીએ તમ જો રોશો તો પછી અમારા મે કોના સામુ જોઈશું.

ચારે પુત્ર--હે બળવંત મને મારૂ રાજ્ય સોંપી દે ને તુ તારા પીતાના ગામમાં જા નીકર હમ તને ઠાર મારી નાખીશું.

બળવંત--જ્યાં સુધી મારા બાપની મરજી થતી નથી ત્યાં સુધી હું તમને રાજ્ય સોંપી દેવાનો નથી.

(એટલામાં એના બાપનો કાગળ આવેછે તે વાંચેછે)

બળવંત--હે કાકા આ તમારૂ રાજ્ય લો હવે હું મારી નગરી જઉ છું કારણ કે મારા બાપનો કાગળ આવ્યો છે.

(તે પોતાની નગરીમાં જાય છે)

## સરવે છેહ્લે કરેલી પ્રાર્થના.

પદ.

સંજ્જનો પુર્ણ થયો છે ખેલ, પુર્ણ થયો છે ખેલ,
રાય આંધળો આખો થયો તો,
તાજલમુખને દુઃખ થએલ. સજ્જનો૦
અંતે પણ તે સુખી થયો,
હળી મળી સવ રહેલ. સજ્જનો૦
એજ પ્રમાણે જો સત્યથી ચાલો,
તો ઈશ્વર કરશે મેહર. સજ્જનો૦
આપ આવ્યાથી મહાસુખ પામ્યા,
થઈ આણંદની રેલ. સજ્જનો૦

પદ.

નાટક ખેલ પુરો થયો, રાય જલદ દુખીયો થયો;
અંધ જાતે આંખે થયો, નરગ ન થઈને ચાલ્યો;
બાગ બગીચા છોડી ચાલ્યો, બાહેર જઈને દુઃખીયો થયો;
ઈશ્વરથી નરમાશ પડ્યો, અંતે ઘણો સુખીયો થયો.



# જાહેર ખબર.



સરવે લોકોને ખબર આપવામાં આવે

મારે ત્યાં ઝાંપડાની પોળમાં તથા માણેકચોક

સામે મેડા ઉપર અમારી દુકાનેથી તમામ ચો

ડ્રા મળશે.

ચોપડીઓ વેચનાર લલુ અમુલખ તથા

મગનલાલની પાસેથી માણેકચોકમાં ગુજરીમાં

બજારમાં—બુકસેલર ત્રિભોવન રણછોડ પાસે

મગનલાલ દેવચંદ ર